# લાડુઆશ્રીમાળી.

વીશાશ્રીમાળી એ નામમાંનો વીશા શબ્દ જથા અથવા તડનું સૂચન કરે છે અને પાછળનો શ્રીમાળી શબ્દ એમની મૂળ જ્ઞાતિનું નામ બતાવે છે, તેમ અડાળજા મોઢ, સોરઠીયા કપોળ, પટણી ઘાંચી વગેરે નામોમાં પહેલો શબ્દ તે જથાનું વાસસ્થાન બતાવનારો અને પાછળનો શબ્દ તેમની જ્ઞાતિનું નામ બતાવનારો છે. એજ રીતે લાડવા શ્રીમાળી નામાં પ્રથમનો લાડવા શબ્દ એ જથાનું વાસસ્થાન બતાવનારો અને પાછળનો શ્રીમાળી શબ્દ એ એ લોકની મૂળ જ્ઞાતિ બતાવનારો શબ્દ છે. આ નામવડેજ લાડવાશ્રીમાળી શ્રીમાળી વાણિયા છે એ નિઃસંશય સિધ્ધ થાય છે. એ લોકોનો વસવાટ જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં બીજા બધા વાણિયાઓની જોડાજોડ છે, એમનો ધંધો વહેપાર બીજા બધા વાણિયા અને શ્રાવકોના જેવો છે, એમનો ધર્મ આચાર વિચાર, પહેરવેશ, પ્રાચીન કથા કહાણીઓ બધું બીજા બધા વાણિયાઓના જેવું અને બીજા બધા શ્રાવકોના જેવું છે, છતાં લાડવા શ્રીમાળીઓને માટે એવી દંતકથા કહેવામાં આવે છે કે તેઓ મૂળમાં વાણિયા નથી ને હમણાં સો બસો વર્ષ ઉપર તેમને વણઝારાના એક દશાશ્રીમાળીએ હલકી જ્ઞાતિમાંથી શ્રાવકો બનાવીને લાડવા નામ પાડયું છે. આ જોડકણું ધું હડહડતું જૂઠાણું છે તે "લેખસંગ્રહ"માં પ્રસિધ્ધ થયેલા પ્રાચીન લેખો ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થાય છે. પાંચસે છસેં વર્ષ સુધીના લાડવા શ્રીમાળીઓના મૂર્તિઓ ઉપરના લેખ મળ્યા છે. અને

જ્ઞાતિઓના ઇતિહાસ સંગ્રહના ચારસેં વર્ષ ઉપરના પુસ્તકમાં સ્પષ્ટ લખ્યું છે કે **लाटदेशे गता ये ते श्रीमाला लाडुआ इति** લાડ દેશમાં રહેવા ગયા તે શ્રીમાળીઓ લાડવા એ નામે ઓળખાયા. કોઈપણ નાની જ્ઞાતિના ઇતિહાસનો આવો સચોટ પૂરાવો મળવો દુર્લભ છે.

લાડવા શ્રીમાળીની જ્ઞાતિ શ્રીમાળી વાણિયાની છે એ જેવું દીવા જેવું છે, તેવું એમનો જથો ૮૦૦–૯૦૦ વર્ષ પહેલાં લાડવા નામ પામ્યો એ પણ ઇતિહાસથી પૂરવાર થતું દીવા જેવું છે. એમનો જથો બંધાયાનો સમય જે અનુમાનથી નક્કી થઈ શકે છે તે સંવત્ ૧૧૫૦ ની આસપાસનો સમય છે. લેખસંગ્રહમાં છપાયેલા લેખ સંવત્ ૧૪૫૦–૬૦ સુધીના છે, એટલે સંવત્ ૧૧૫૦ થી ૧૪૫૦ સુધીનાં ત્રણસેં વર્ષના દાખલા હજુ અંધારામાં છે. પણ એક નાના જથાના આદિકાળનો આટલો સમય અંધારામાં રહે એ કંઇ મોટી વાત નથી. કોઇ જથો બંધાતાની સાથે તરતજ તેના નામના કાયમ લેખ લખાવા માંડે અને તે લેખ ૮૦૦–૯૦૦ વર્ષની હજારો ઉથલ પાથલોમાં જળવાઇ રહીને અત્યારે આપણા હાથમાં આવે એ બનવા જોગ નથી. સાધારણ રીતે કોઈ પણ જથો બંધાયા પછી ૫૦–૧૦૦ વર્ષ સુધી તો એ જથાને જુદી ન્યાત તરીકે માનવાનું એ જથાના લોકોને પોતાને પણ લાગતું નથી. નવા બંધાયેલા જથાના લોકો એમજ માને છે કે અમારી ન્યાત તો મૂળ છે તેજ છે, અને આ જથો એ તો ફક્ત આપણી અનુકુળતા માટે કરેલી કામચલાઉ વ્યવસ્થા છે. આવી સમજને પરિણામે જ્યારે જ્યારે તેમને પોતાની જ્ઞાતિનું નામ લખવાનો વખત આવે છે ત્યારે ત્યારે પોતાના નવા જથાનું નામ નહિ પણ પોતાની મૂળ જ્ઞાતિનું નામજ લખે છે. આ પ્રમાણે

પચાસ સો વર્ષ વીતી જાય અને તેમનો કારવહેવાર એ જથામાંજ એકસરખો ચાલતો રહે ત્યારે નવી થનારી પ્રજાને એમ લાગવા માંડે કે અમારી ન્યાત આ છે. આ પ્રમાણે એક જથાને ન્યાત તરીકે પ્રતિષ્ઠા પામવાને માટે ઓછામાંઓછાં સો દોઢસો વર્ષ વીતીજવાં જોઇએ. સંવત ૧૧૫૦ ની આસપાસમાં લાડવાશ્રીમાળીનો જથો બંધાયો એમ માનીએ તો એ પછીનાં સો વર્ષ એ જથાને ન્યાત તરીકેની પ્રતિષ્ઠા પામવાને માટે જવાં જોઇએ. સંવત્ ૧૨૫૦ પછી એ જથો જૂદી ન્યાત તરીકે ઓળખાતો થયો હોવો જોઇએ. હવે આ વખતની મૂર્તિઓ તરફ જોઇએ તો તે બહુજ થોડી છે. સંવત્ ૧૩૦૦ પછી (વસ્તુપાળ તેજપાળના વખત પછી) મૂર્તિઓનો જેટલો વધારો થયો તેટલો તે પહેલાંના કાળમાં હતોજ નહિ. બીજું એ કાળ હાલના સમયથી બહુજ દૂરનો કાળ છે, અને તે પછી રાજકીય ઉથલપાથલો ઘણુ ઘણી થઈ છે, એટલે એ સમયની મૂર્તિઓ આપણા વખત સુધી બહુજ જૂજ કાયમ રહી છે. એ સમયે મૂર્તિઓ ઉપરના લેખો બહુ ટુંકા લખાતા હતા. ઘણીવાર તેમાં પ્રતિષ્ઠા કરાવનારનું અથવા તેની ન્યાતનું નામ પણ લખતા નથી. આવાં કારણથી લાડવાશ્રીમાળીને લગતા સંવત્ ૧૨૦૦–૧૩૦૦ના લેખો મળવા સંભવિત નથી. માત્ર સં ૧૩૫૦ થી ૧૪૫૦ સુધીના થોડાઘણા લેખ મળે એટલુંજ સંભવિત છે.

લાડવાશ્રીમાળી એ નામ કયારે પડયું એ જો કે નક્કી કહી શકાય એવું નથી, પણ લાડવા એ શબ્દમાં જે ઇતિહાસ સમાયેલો છે તે બતાવે છે કે:—

જે કાળે એમના હાલના વસવાટનો પ્રદેશ " લાડ દેશ " એ નામે ઓળખાતો હતો અને જે કાળે વાસસ્થાન સૂચક "ઉઆ" પ્રત્યય લાગતો હતો તે કાળે એ નામ પડેલું છે. લાડદેશ પાટણના રાજ્યમાં જોડાયા પછી શ્રીમાળી વાણિયાની એક શાખા આ દેશમાં આવી વસી અને પોતાનું શ્રીમાળી ગૌરવ જાળવી રાખવા પોતાનો જૂદો જથો બાંધ્યો. એ જથો " લાડવાશ્રીમાળી " એ નામે ઓળખાતો થયો. લાડવાશ્રીમાળીનો જથો બહુજ નાનો અને થોડાંએક ગામમાંજ વસનારો હોવાથી લાડદેશની બહાર એમને કોઇ જાણે નહિ એ સ્વાભાવિક છે. છતાં આ જથો જૂનો જથો હોવાથી જૂના લેખોમાં પણ જ્ઞાતિગણનાના દરેક પ્રસંગે આ જ્ઞાતિનું નામ લખાયેલું નજરે પડે છે. લાડદેશમાં લાડવા શ્રીમાળી એ નામ ચાલે છે પણ ઉત્તરગુજરાત અને મારવાડના લેખોમાં "લાડીસખા" કે "લાટીસખા" ( લાડ દેશમાં વસેલી શાખા) એ નામે એ જથો લખાય છે. લાડીસખા અને લાડવાશ્રીમાળી એ બે જુદાં નામ જોઇને કેટલાક લખનાર એ બેને જુદી જુદી જ્ઞાતિ ધારે છે ને જ્ઞાતિગણનામાં બેઉ નામો લખે છે, પણ તે ભૂલ છે. લાડદેશમાં વસેલી શાખા તેજ લાડીસખા અને તેજ લાડવાશ્રીમાળી.

## લાડદેશ

લાડદેશ એ નામ ઘણા લાંબા કાળથી ચાલતું આવ્યું છે. "ગુર્જરદેશ" એ નામ ચાલતું થયું તે પહેલાં ઘણા લાંબા વખતથી લાડદેશ દેશ તરીકે ઓળખાતો આવ્યો છે. ત્રીજા શતકમાં વાત્સ્યાયનના 'કામસૂત્ર'માં "લાટ" શબ્દ

વપરાયો છે, વરાહમિહિરની બૃહત્સંહિતામાં "લાટ" શબ્દ છે તેમજ એ અરસામાં લખાયેલા અનેક સંસ્કૃત લેખોમાં "લાટ" શબ્દ વારંવાર વપરાયો છે.

સંવત્ ૧૨૪૭માં લખેલા કલ્પસૂત્રની નીચે આ પ્રમાણે નોંધ છેઃ—

" पज्जोसवणा कप्पेदसमम अज्झयणं समत्तं ॥

" संवत् १२४७ वर्षे आषाढ सुदि ९ बुधे अद्यह श्री भृगुकच्छे समस्त राजावली विराजित महाराजाधिराज उमापतिवरलब्धप्रसाद जंगमजनार्दन प्रतापचतुर्भुज श्रीभद्दीमदेव कल्याण विजयराज्ये एतत्प्रसादादवाप्त श्री लाटदेशे निरूपित दंड श्री सोभनदेवे अस्य निरूपणया मुद्राव्यापारे xxx

(બોંબે રો. એ. સો. જરનલ સન ૧૮૮૪ થી ૮૬ પૃ. ૫૧)

અર્થઃ—" પચ્ચુસણ કલ્પે દશમું અધ્યયન સમાપ્ત " સંવત્ ૧૨૪૭ વર્ષે આષાઢ સુદિ ૯ બુધે આજે ભરૂચમાં સર્વ રાજાઓની પંક્તિમાં શોભતા મહારાજાધિરાજ શંકરનું વરદાન પામેલા **"જંગમ જનાર્દન" પ્રતાપ ચતુર્ભુજ** શ્રીમદ્ ભીમદેવ કલ્યાણ વિજયીના રાજ્યમાં એમની કૃપા દૃષ્ટિ નીચેના **લાટદેશમાં** નીમેલા દંડાધિપતિ શોભનદેવે ધન અર્પણ કરીને (કલ્પસૂત્ર લખાવ્યું).

૧૩૦૦-૧૪૦૦ સુધીના સંસ્કૃત પ્રાકૃત અનેક ગ્રંથોમાં 'લાટ' કે 'લાડ' દેશનું નામ જણાય છે. સંસ્કૃત 'ટ' ને સ્થાને પ્રાકૃતમાં "તડ" વપરાય છે, જેમ સંસ્કૃત 'વટ'નું

પ્રાકૃત 'વડ' એજ પ્રમાણે સંસ્કૃતમાં 'લાટ' લખાતું હતું, પણ લોકભાષા પ્રાકૃત હતી તેથી લોકોમાં 'લાડદેશ' એ નામ સર્વ ઠેકાણે વપરાતું હતું.

"લાડ" વાણિયા જ્ઞાતિ એ બીજી બધી જ્ઞાતિઓના જેટલી જૂની જ્ઞાતિ છે. જે કાળે જ્ઞાતિબંધારણ બંધાયાં ને બીજી જ્ઞાતિઓ બંધાઇ તેજ કાળે "લાડ" જ્ઞાતિ બંધાઇ છે. "લાડ" દેશનું નામ તેજ એ જ્ઞાતિનું નામ પડયું છે.

ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં રા. બા. ગોવિંદભાઈ હાથીભાઇ દેશાઇ લખે છે કે "લાટ એ મહિથી તાપી સુધીનો દક્ષિણ ગુજરાતનો ભાગ છે." પણ સં. ૧૧૩૧ નાં ધમડાછા ના લેખનાં બે તામ્રપત્રોમાં × નાગસારિકા મંડલ (નવસારી

**દુર્લભરાજના તામ્ર લેખનો સાર.**

× "શક સંવત ૯૯૬ના માગશર સુદિ ૧૧ને મંગળવારે મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી મુલરાજદેવના પાદાનુધ્યાત પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી દુર્લભરાજદેવ પાદાનુધ્યાતના પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી ભીમદેવ પાદાનુધ્યાતના પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી કર્ણદેવ કલ્યાણ વિજય રાજ્ય કરે છે તે કાળે (**लाटदेशान्तःपाति नागसारिकायां**) **લાટદેશની અંદર આવેલા નાગસારિકા (નવસારી)માં તેમના** પાદપદ્મોપજીવી જે છે તે જેમના પાદપંકજને વંદના કરે છે તેવા પૂર્વે ચૌલુક્ય રાજવંશમાં શૌર્ય અને ઔદાર્ય ગુણવાળા તથા દ્રઢ ભુજવાળા ગાંગેય થયા. જેમના યશ હજુ સુધી સ્વર્ગમાં સિદ્ધાંગનાઓ ઘેર ઘેર ગાય છે અને જેમની કીર્તિ વર્ણવી શકાય એવી નથી. જેમણે ભૂમિ માગીને કીર્તિ મેળવી. તેમની પાછળ **શ્રી ચંદ્રરાજા** થયા, જેમની પ્રભુતા હજુ પણ સ્વર્ગ સુધી ગવાય છે. તેમની પાછળ શ્રી **દુર્લભેશ** રાજતિલક થયા. જેની નિર્મલ કીર્તિ સાત સમુદ્રની

પ્રાન્ત) ના ધમડાછા ગામને "લાટ દેશાંતર્ગત" લાડ દેશની અંદર આવેલું લખ્યું છે. એથી સ્પષ્ટ સમજાય છે કે લાટ દેશની હદ તાપી સુધીની નહિ પણ વલસાડની દક્ષિણે ગુજરાતી ભાષા બોલાય છે ત્યાં સુધીની છે.

લાડદેશ ઉપર જુદા જુદા કાળે જુદા જુદા વંશના રાજકર્તાઓનો અમલ હતો તેમજ તેમની સત્તાની હદ પણ જુદા જુદા કાળે જુદી જુદી હતી; પણ સામાન્ય રીતે જોઇએ તો લાડદેશની હદ મહી નદીથી માંડીને વલસાડ પારડી તાલુકાના દક્ષિણ છેડા સુધી છે. ઇ. સ. ૧૦૩૦ (સંવત્ ૧૦૮૬)માં અલ્બરૂનિ નામનો પ્રખ્યાત ઇતિહાસકાર લખે છે

---

પેલી તરફ રાજહંસીની પેઠે સદા વિલસે છે. જેના ઉચ્ચ ઘોડાઓની ખરીઓથી ઉખડેલી ભૂમિની રજ મેઘમાળાની પેઠે આકાશમાં છવાઇને વિશ્વને ઢાંકી દે છે અને ભુવન ભેદીને દિગમંડળમાં હિમગિરિ ઉપર, તારાપથમાં અને સુરઅસુરોનાં સ્થાનમાં વ્યાપી રહે છે. એમણે પવિત્ર જળ વડે સ્નાન કરીને વિધિવત્ દેવો અને પિતૃઓને તૃપ્ત કરીને ધર્મશાસ્ત્રાનુસાર નારાયણની પૂજા કરીને સર્વ વિદ્વાન બ્રાહ્મણો અને પંડિતોને બોલાવી બારોને ઘોડા આપ્યા, તેમજ અનેક ગોદાનાદિ મોટાં દાન કર્યાં. તે શ્રી દુર્લભરાજ પોતાના રાજ્યવંશમાં વિરાજતા તતા સર્વ મંત્રિઓ, પુરોહિત, સેનાપતિ, અક્ષપટલિક, વગેરે સર્વને આજ્ઞા કરે છે કે વૈભવમાત્ર ચલ છે, પાણીના પરપોટા જેવું યોવન છે, જીવન કાળની દાઢ વચ્ચે પડેલું છે, એમ સમજીને મધ્યદેશથી આવેલા સકલ વેદશાસ્ત્રાર્થ જાણનાર, માંડવ્ય ગોત્રમાં ઉત્પન્ન થયેલા પંચ પ્રવરવાળા વિપ્ર રુદ્રાદિત્ય સુત પંડિત મહીધરને સો પદ્રમાંના વડાદ પદ્રનું ધમડાછા ગામ જલદાનપૂર્વક અર્પણ કર્યું છે. એની પૂર્વે કોલવા ગામ, દક્ષિણમાં તારણ ગામ પશ્ચિમમાં અમલસાડ ગામ અને ઉત્તરમાં કહોલી ગામ છે."

કે લાટદેશની રાજધાની "બારૂસ" અને "રાટકનેર" એ સ્થાન છે. આમાં બારૂસ તે ભરૂચ અને ટાટકનેર તે રાનેર (રાંદેર) છે. લાટ દેશની રાજધાની તરીકે ભરૂચનું નામ જાણીતું છે, પણ રાનેર * એ શબ્દનો અર્થજ તેને રાજનગર કહે છે. "રા" એ "રાજ" શબ્દનું ટુંકું રૂપ છે જેમ સધ રા જેશંઘ (સિદ્ધ રાજ જયસિંહ) રા નવઘણ (રાજા નવઘન) રા મંડલિક (મંડલ પ્રાન્તનો રાજા—ખંડિયો રાજા) નેર શબ્દ સંસ્કૃત નગરનું અપભ્રંસ રૂપ છે. જેમ અમલનેર, ચાંપાનેર, ભાનેર, સાંગાનેર, વીકાનેર, વાંકાનેર, વગેરે. રા અને નેર એ બેઉ મેળવતાં રાજનગર એ અર્થ થાય. સંવત્ ૮૦૦-૯૦૦ માં લાટદેશ ઉપર રાષ્ટ્રકૂટ (રાઠોડા) વંશના રાજાઓ સર્વોપરી સત્તા ધરાવતા હતા. એમણે આપેલા દાનનાં કેટલાંક તામ્રપત્રો મળ્યાં છે, જેમાનું એક તામ્રપત્ર કીમ પાસેના આંત્રોલી ગામેથી મળેલું છે, તેમાં કારેલી ગામ દાન કર્યાનું લખ્યું છે. એ રાજકર્ત્તાઓની રાજધાની ક્યાં હતી તે હજુ સુધી કોઈ પ્રમાણથી પૂરવાર થયું નથી, તેથી અલ્બરૂનિ કહે છે કે રાટકનેર એ લાડદેશની રાજધાની હતી તે વાત ખરી લાગે છે. સંસ્કૃત રાષ્ટ્રકૂટ શબ્દ લોકની ભાષામાં "રાડઉડ" કહેવાય અને "રાડક" રાજાઓનું નેર (નગર) તે રાઠકનેર એ તદન ખરૂં લાગે છે. આ રાજકર્ત્તાઓનો અમલ છેક પારડી વલસાડ

* સો દોઢસો વર્ષ પહેલાંના બાધા લેખોમાં "રાંદેર" નહિ પણ "રાનેર" લખ્યું છે. જૈનમૂર્તિઓ ઉપરના લેખોમાં તેમજ બ્રાહ્મણોએ લખેલાં સંસ્કૃત પુસ્તકોમાં અને જૈન રાસામાં પણ રાનેર લખાયું છે.

સુધી હતો ને તેથી લાડદેશનો વિસ્તાર અને લાડ વાણિયાનું આદિ સ્થાન પારડી વલસાડ સુધી કહી શકાય*

પાટણમાં રજપુતરાજ્ય ચાલતું રહ્યું ત્યાં સુધી આ દેશ લાડદેશને નામે ઓળખાતો હતો. એ પછી મુસલમાની રાજઅમલમાં કોંકણ સુધીનો બધો પ્રદેશ ગુજરાતને નામે ઓળખાતો થયો અને લાટ નામ બદલાઈ ગયું. નાંદોદ રાજ્યમાં નર્મદા નદીને કિનારે આવેલા કુંભનાથ મહાદેવના સંવત્ ૧૪૯૩ના શિલાલેખમાં એ પ્રદેશને ગુજરાતદેશ તરીકે ઓળખાવ્યો છે. **इह जगति कतिन देशास्तेषु च नगराणि संति न कियंति। सारं तु गूर्जरोर्वी नंदपद्र मिदम्॥** (આ જગત્માં કેટલાએ દેશ અને તેમાં કોણ જાણે કેટલાંએ નગર છે, પણ તે સર્વમાં ગુર્જરભૂમિ અને તેમાં નાંદોદ એ સાર રૂપે છે.)

સંવત્ ૧૪૪૨ માં નાંદોદમાં રચેલા "કર્મવિપાક" નામના સંસ્કૃત ગ્રંથમાં પણ આ દેશને ગુજરાત દેશ કહ્યો છે. **गुर्जरे जनपदे पदसंपद:। अदुरतर नर्मदापवधूत तापत्रयं प्रभूतविनयं महामहिम नंदपद्रपुरम्॥** નર્મદાના દક્ષિણ કાંઠાથી વિસ્તાર પામતું નાંદોદનું રાજ્ય ભરૂચની જોડાજોડ છે. એટલે દેશનું નામ જે ભરૂચને લાગતું હોય તે નાંદોદને લાગે ને નાંદોદને લાગતું હોય તે ભરૂચને લાગે. મુસલમાની રાજ્ય

*નવસારીની દક્ષિણનો પ્રદેશ તે લાટ અને કોંકણની સરહદ. સરહદનો ભાગ વખતોવખત લાંબો ટુંકો થતો રહે એ સહજ સમજી શકાય તેવું છે. કોંકણમાં કોઈ જોરાવર રાજા હોય તો તે લાટમાં ઘુસી આવે ને લાટની સત્તા જોરાવર હોય ત્યારે કોંકણમાં ધસી જાય.

ચાલતું થયે પચાશેક વર્ષ થયાં એટલે ગુજરાત નામ સર્વ સ્થળે ચાલતું થઈ ગયું ને લાટ નામ અંતર્ભૂત થઈ ગયું.

**જુદો જથ્થો બાંધવાનું કારણ.**

લાડુઆશ્રીમાળીઓએ પોતાનો જથ્થો જૂદો બાંધ્યો એનું કારણ શું ? શું એમણે પોતાની જ્ઞાતિના વિશાળ સમૂહમાંથી છુટા પડવાને માટે આ જથ્થો બાંધ્યો હતો ? આ પ્રશ્નોના ખુલાસા સમજવાને માટે ગુજરાતમાં શ્રીમાળી વાણિયાઓનો ફેલાવો કયારે અને કેવી રીતે થયો તે બરાબર સમજવું જોઇએ. પાછળ આપણે જોયું છે કે શ્રીમાળ નગર તે ગુજરાતની સરહદ ઉપર આવેલું નગર છે. એ નગરની પ્રાચીન જાહોજલાલી બહુ બહોળી હોવાથી તેની વસ્તી પણ ઘણી વધારે થઈ પડી હતી. વસ્તી વધી પડે એટલે કેટલાક લોકોને ધંધા ઉદ્યોગની તાણ પડે એ સ્વાભાવિક છે. આવા લોકો ધીમે ધીમે શ્રીમાળ છોડીને જતા હતા અને જ્યાં જેને યોગ્ય ક્ષેત્ર મળી જાય ત્યાં સ્થિરવાસી થઇને પોતપોતાતો સ્વતંત્ર જથ્થો બાંધી રહેતા હતા. પલ્લીવાલ વગેરે ઘણી જ્ઞાતિઓ આ પ્રમાણે સ્વતંત્ર જ્ઞાતિઓ થઇ. શ્રીમાળમાંના કેટલાક લોકો મારવાડ તરફ આગળ વધ્યા તેમ કેટલાક લોકો ગુજરાત તરફ ઉતરી આવ્યા. સંવત્ ૮૦૨માં અણહલપુર પાટણ વસતાં શ્રીમાળીઓને બહુજ ફાવતું ક્ષેત્ર મળી ગયું. પાટણના રાજકર્ત્તા પહેલેથી શ્રાવકોના ઉપકારમાં હતા, તેથી પાટણ સ્થપાયું ત્યારથીજ વાણિયા ત્યાંના કર્ત્તા કારવતા થયા હતા.

**गुर्जराणामिदं राज्यं वनराज प्रभृत्यपि ।**
**जैनैस्तु स्थापितं मंत्रि स्तद्वेषी नैव नंदति ॥**

વનરાજના વખતથીજ પાટણનું પ્રધાનપદ વાણિયાઓના હાથમાં હતું. આથી નજીકમાં આવેલા શ્રીમાળ નગરના વસ્તીના વધારાને ગુજરાતમાં બહુ સારો વગ મળ્યો. એ વખતે ઓશવાળોની સંખ્યા બહુ અલ્પ હતી અને તેઓ પોતાના સ્થાનની બહાર પડયા નહોતા. માત્ર શ્રીમાળી અને પોરૂઆડ એ બેજ જ્ઞાતિઓ વસ્તીમાં બહુ વધેલી અને નવા પ્રદેશની અભિલાષા રાખનારી પ્રજા હતી. તેમનાં ટોળે ટોળાં ગુજરાતમાં આવવા લાગ્યાં અને પાટણ તથા તેની આસપાસના પ્રદેશમાં વસતાં ગયાં. વખત જતો ગયો તેમ તેમ પાટણના રાજ્યનો વિસ્તાર વધતો ગયો એટલે રાજ્ય વિસ્તારની પાછળ પાછળ વાણિયાઓનો વિસ્તાર પણ વધતો ગયો. અલાઉદ્દીન ખીલજીના લશ્કરે પાટણ ભાગ્યું તે પછી ત્યાં વસતી વાણિયા વગેરે જાતિઓ ત્યાંથી નીકળી નાઠી અને જેને જ્યાં ફાવતું આવ્યું ત્યાં તે વસી ગયા. છતાં છેક અત્યાર સુધી પાટણ અને તેની આસપાસમાં વાણિયાની વસ્તી ઘણી વધારે છે. સુરત ભરૂચ અને તેની આસપાસના પ્રદેશમાં અત્યારે જે શ્રીમાળી, ઓશવાળ અને પોરવાડ વાણિયા વસે છે તે મોટે ભાગે પાટણ તુટયા પછી આ તરફ વસવા આવેલા છે. પાટણનો રાજઅમલ હતો ત્યાં સુધી તો રાજકાજમાં આગેવાની ભાગ પામનાર વાણિયા જ્ઞાતિઓ માટે પાટણ અને તેની આસપાસમાં વસવું એજ તેમને લાભકારક હતું રાજકારભારમાં કોઈએક જગા મેળવવા

નું. ચોર લૂંટારા વગેરેના ઉપદ્રવથી નિર્ભય રહી લક્ષ્મીનો લ્હાવો લેવાનું, નાના મોટા રાજાઓ સાથે તેમજ દેશ પરદેશના વહેપારીઓ સાથે મોટા મોટા સોદા કરવાનું એ બધું પાટણમાં રહેવાથી જેવું બની શકે એવું હતું તેવું બીજે કોઇ ઠેકાણે રહેવાથી બને તેવું નહોતું. રાજ્યનો સર્વ કારભાર વાણિયાઓના હાથમાં હતો ને તેમાં પણ શ્રીમાળી વાણિયા મુખ્ય હતા. દેશ પરદેશમાં મહેતા મુત્સદ્દી નીમી મોકલવા એ શ્રીમાળી કારભારીઓના હાથમાં હતું, એટલે પાટણના રાજઅમલમાં શ્રીમાળી વાણિયાઓને માટે પાટણના પ્રદેશમાં રહેવું એ ખાસ લાભકારક હતું. આવી સારી સ્થિતિ પણ બધાને માટે એક સરખી સારી હોતી નથી * જેમની સ્થિતિ સારી હોય છે તેમની વસ્તી ઝપાટા બંધ વધી જાય છે. વસ્તી વધે છે તેમ તેમ ધંધોરોજગાર સંકોચાતો જાય છે. બહોળા સમૂહમાં રહેવાથી અભિલાષાઓ અને ખર્ચ પણ વધી ગયાં હોય છે, પરિણામે નવું ખેતર ખોળવાની જરૂર પડે છે. સોલંકી રાજાઓના અમલમાં પાટણનો રાજ્યવિસ્તાર બહુ બહોળો ફેલાવો પામ્યો હતો. એ વખતે શ્રીમાળ નગરમાં ભંગાણ પડયાથી ત્યાંની વસ્તી સામટી ગુજરાતમાં આવી પડી. આ વખતે સિદ્ધરાજે સોરઠ

* હાલના કાળમાં ઇંગ્લંડના દાખલો લેવાથી આ સ્થિતિ બરાબર સમજી શકાશે. ઇંગ્લંડને ત્યાં અત્યારે અનેક દેશો હૂંઝ છે. ઇંગ્લાંડના લોકો અનેક દેશોમાં અનેક પ્રકારના લાભ પામે છે, છતાં ત્યાંની વસ્તીમાં કેટલોક ભાગ એવો છે કે જે વસવાટને માટે કોઇ દેશ ખોળવાની ચિંતામાં હોય. આવા લોકો અનેક સંસ્થાનોમાં જઇ વસ્યા છે ત હજુ પણ નવાં નવાં સ્થાન ખોળતાજ છે.

દેશ નવો જીત્યો હતો, એથી નવી આવેલી પ્રજાને વસવાનો બહુ સારો પ્રદેશ મળી ગયો. સોરઠના શ્રીમાળી સુબાના આશ્રયથી હજારો શ્રીમાળીઓ અને હજારો પોરૂઆડો સોરઠમાં જઈ વસ્યા. એજ પ્રમાણે લાટદેશ જીતાતાં તરત શ્રીમાળીઓનું એક ટોળું આ દેશમાં આવી વસ્યું હતું. આ જીત સિદ્ધરાજે સોરઠ દેશ જીત્યો તે પહેલાં થઈ હતી. ધમડાછાનાં તામ્રપત્ર ઉપરથી જણાય છે કે ભીમદેવ(પહેલા)ના વખતમાં લાડદેશ સિધિરીતે પાટણના છત્ર નીચે આવ્યો હતો. સંવત્ ૧૦૦૦ થી ૧૧૦૦ સુધીનાં લાડ દેશમાંથી મળેલાં તામ્રપત્રો જોતાં જણાય છે કે આ વખતે આ દેશ જુદા જુદા માંડલિક રાજાઓના અધિકાર નીચે સ્વતંત્ર હતો. માત્ર સંવત્ ૧૧૩૧ નાં ધમડાછાનાં તામ્રપત્ર એજ પહેલાં તામ્રપત્ર છે કે જે લાડ દેશને સિધિરીતે પાટણના રાજ્યમાં જોડાયેલો બતાવે છે. સંવત્ ૧૧૦૦ની લગભગમાં લાડદેશ પાટણના રાજ્યમાં જોડાયો. જો કે પાટણનો શ્રીમાળી સુબો અમલ કરવા આવ્યાના દાખલા સિદ્ધરાજ અને કુમારપાળના સમય પછીના મળે છે, પણ જ્યારથી આ દેશ પાટણના રાજ્ય નીચે આવ્યો ત્યારથી તેના ઉપર કોઈનેકોઈ દંડનાયક અવશ્ય આવતો હોવો જોઈએ. અને એ દંડનાયક ખાસ કરીને શ્રીમાળી વાણિયામાંનોજ હોવો જોઈએ. આ રીતે મહારાજા કર્ણદેવના વખતમાં લાડદેશમાં પહેલ વહેલા શ્રીમાળીઓ આવતા થયા. આ વખતે શ્રીમાળ તૂટયું નહોતું એટલે પાટણમાં શ્રીમાળીઓ ઉભરાઈ જતા નહોતા. અને ઉપર જણાવ્યું છે તેમ પાટણની આસપાસ રહેવામાં શ્રીમાળીઓને મોટો લાભ હતો, તેથી નવા જીતાયેલા દેશમાં

વસવા આવનારની સંખ્યા નાની બહાર પડી. જે નાની સંખ્યા આ દેશમાં પહેલવહેલી આવીને વસી તેજ આગળ જતાં લાડવા શ્રીમાળી એ નામે ઓળખાતી થઇ.

પાટણના શ્રીમાળીઓ લાડદેશમાં રહેવા આવ્યા તે વખતે આ દેશમાં જે વાણિયા વસતા હતા તે મુખ્યત્વે લાડ વાણિયા હતા. આ લોકોની પોતાની જ્ઞાતિ સ્વતંત્ર હતી. નવા આવેલા શ્રીમાળીઓને પોતાનું શ્રીમાળી નામ કાયમ રાખવા પોતાના જથામાંજ કન્યા લેવાદેવા સિવાય બીજો ઉપાય નહોતો. પાટણમાં વસતા બહોળા શ્રીમાળી સમૂહ સાથે કન્યા વહેવાર કરવા જવું તે કાળે પાલવે એવું નહોતું એથી નવા આવેલા શ્રીમાળીઓએ પોતાનો સ્વતંત્ર જથો બાંધ્યો અને એ જથામાં કન્યા લેવાદેવાનો વહેવાર કરવા માંડયો. આ જથો લાડદેશમાં વસતા શ્રીમાળી વાણિયાનો હોવાથી તે "**લાડવા શ્રીમાળી**" એ નામે ઓળખાયો, કારણ કેઃ—

येषु स्थानेषु ये येषु वासिनं वणिजाः स्थिताः ।
तेषां तद्वटंकेन ज्ञाति ख्यातेव भूतले ।

(વિમલ ચરિત્ર)

(જે વાણિયા જે સ્થાનમાં વાસ વસી રહ્યા, તે તે સ્થાનની અટકથી ઓળખાતા થયા.) ઝાલાવાડી ઔદિચ, સોરઠીઆ કપોળ વગેરે દેશના નામ ઉપરથી અથવા ગામના કે જથામાં બંધાયેલાં ગામોની સંખ્યાના નામ ઉપરથી તે તે જથાનું નામ પડે છે. લાડવા શ્રીમાળી, સોરઠીઆ કપોળ એ વગેરે

નામ દેશના નામ ઉપરથી પડયાં છે. તેમજ ગાંભુઆ, વાયડા, દમણીઆ, ચાંપાનેરી વગેરે નામો ગામના નામ ઉપરથી પડયાં છે અને ચોવીસા, ચુંવાળીયા, વગેરે નામો જથામાંનાં ગામની સંખ્યા પ્રમાણે પડયાં છે.

## લાડુઆ નામની ઉત્પત્તિ અને વ્યાપકતા.

સ્થાનના નામ ઉપરથી પડેલાં નામમાં અત્યારે કેટલાંકને "ઇ" પ્રત્યય લગાડવામાં આવે છે, જેમ ખંભાતી, સુરતી, અમદાવાદી, ભાવનગરી, કાઠિયાવાડી, બંગાળી, પંજાબી, સિંધી, વગેરે તેમજ કેટલાંક નામને "ઇઆ" પ્રત્યય લાગે છે. જેમ વડોદરીઆ, રાંદેરીઆ, દમણીયા, ડભોઇઆ, આણંદીઆ, માતરીઆ, માલવીઆ, પૂરવીઆ, વાગડીઆ, વગેરે. અપભ્રંસ ભાષાનો કાળ જે સાધારણ રીતે સંવત્ ૮૦૦ થી સંવત્ ૧૩૫૦ સુધીનો કાળ છે તેમાં કેટલાંક સ્થાનનાં નામને "ઉ+આ" પ્રત્યય લાગતો હતો.*

નીચેના શબ્દો ઉ+આ પ્રત્યય લાગીને થયા છે. તે શબ્દોમાં સમાયેલા અર્થ ઉપરથી સમજાશે કે ઉ+આ પ્રત્યય સંબંધ બતાવવાના અર્થમાંજ લાગે છે:—

* કેમકે એ કાળની ભાષા (અપભ્રંસ)ના બધા પ્રત્યય હાલની ગુજરાતી ભાષાના પ્રત્યયોથી જૂદા છે. અપભ્રંસમાં સ્વરાદિ પ્રત્યય લાગતાં પૂર્વનો સ્વર લોપાય છે.

## ઉ+આ પ્રત્ય લાગીને થયેલાં નામ.

### ગામનાં નામ.

**સીસુઆ**–ભાદ્રણપાસેનું ગામ. પ્રાકૃત સીસ શબ્દ ઉપરથી.

**કાનુઆ**– „ કહાન નામના કોઇએ વસાવ્યું હોય તેથી.

**બાજુઆ**–બાજવા. વડોદરા પાસેનું ગામ. વડોદરામાં બાજવાણિયાની વસ્તી પહેલાં વધારે હતી. તેમનાથી આ ગામ વસ્યું હોય એ સંભવિત છે. બાજ લોકોથી વસેલું તે બાજવા.

**ગોરૂઆ**–ગોરવા. વડોદરા પાસેનું ગામ. વડોદરાના દક્ષિણ છેડાથી કાનમની કાળી જમીન શરૂ થાય છે ને ઉત્તર છેડાથી ચરોતરની ગોરાડુ જમીન શરૂ થાય છે. આ ગામ ઉત્તર છેડા ઉપર ગોરાડુ જમીનના પહેલા ગામ તરીકે હોવાથી ગોરાડુ જમીનમાં વસેલું ગામ એ નામ પડ્યું હોય.

**ખંડુઆ**–ખંડવા. મધ્ય પ્રાંતનું શહેર–ખંડ–ટુકડો ભાગ—ખંડમાં વસેલું તે.

**વડુઆ**–વડવા ગામ છે. વડની ઓળખવાળું–ઘણા વડવાળું ગામ.

**ઝાબુઆ**–ઝાબ–નીચાણ જમીનમાં વસેલું ગામ. વડોદરા પાસે એક ગામ છે અને મધ્ય પ્રાંતમાં શહેર છે.

**દેલાડવા**–ટાપ્ટી રેલ્વેના ગંગાધરા સ્ટેશન પાસે ગામ છે.

**ભાડવા**–કાઠિયાવાડનું નાનું સંસ્થાન છે.

**કાલૂઆ**–કાળારંગના ઘોડા. (જુની ગુજરાતી ભાષાનો શબ્દ છે. જુઓ ઘોડાનાં વર્ણન વિમલ પ્રબંધ, કાહ્નડદે પ્રબંધ, આનંદ કાવ્યમહોદધિ)

**ચંદ્રુઆ**–ચંદ્રના આકારવાળા. બેઠકની જગાએ, સૂવાની જગાએ વગેરે ઠેકાણે ચંદરવા બાંધવાનો ચાલ છે, તેમાં વચ્ચે ચંદ્રમાના જેવો જુદા રંગનો ચાંલ્લો પાડે છે તે ઉપરથી નામ પડેલું ચંદ્રુઆ.

ઉ+આ પ્રત્ય લાગીને થયેલાં જાતિનાં નામ.

ખારુઆ–**ખારવા**–ખારભૂમિ ( દરિયા )માં કામ કરનારા. ખાર+ઉઆ–ખારૂઆ–ખારવા.

ગાંભૂઆ–**ગાંભવા**–ગાંભૂ ગામમાં વસનારા (વાણિયાની એક જ્ઞાતિ ) ગાંભૂ+ઉઆ. સ્વરાદિ પ્રત્યય લાગતાં ભુમાંના ઉનો લોપ ગયો તેથી ગાંભૂઆ–ગાંભવા.

કારૂઆ–**કારવા**–કારુ એ નામે ઓળખાતી જાતિઓનો સમૂહ. (સુરતમાં કારવાવાડ નામે એક મહોલ્લો છે. )

સિંધૂઆ–**સિંધવા**–સિંધ દેશના ઘોડા તે સિંધવા.

પોરુઆ–**પોરવા**–પોર અથવા પૂર્વના રહેનાર તે પોરવા. ( વાણિયાની એક જ્ઞાતિ છે. )

ખેરુઆ—**ખેરવા**—ખેર ગામના રહેનાર તે ખેરવા.

પટુઆ—**પટવા**—પટ્ટ—વસ્ત્ર, રેશમ ગુંથવાનું કામ કરનાર વાણિયા.

ગડુઆ—**ગડવા**—રાઠોડરજપુતની એક જાતિ. એ જાતિમાંના જે લોકો શ્રાવક થયા તેઓ ઓશવાળમાં **ગડવાણી** ગોત્રના કહેવાય છે.

રાઠુઆ—**રાઠવા**—રાષ્ટ્ર—રાઠ નામની જાતિ ઉપરથી પડેલું લોકપ્રચલિત નામ.

જેઠુઆ—**જેઠવા**—પોરબંદરના રાજકર્તાની જાતિ. જ્યેષ્ઠ જેઠ—મોટાની પ્રજા.

**દેલાડવા**—દેલાડ ગામના રહીશ તે દેલાડવા.

ખેડુઆ—**ખેડવા**—ખેડ ગામ ઉપરથી બંધાયેલી જ્ઞાતિ **ખેડવાબાજ** અથવા બાજ ખેડાવાળ એ એ જ્ઞાતિનું બીજું નામ છે.

લાડુઆ—**લાડવા**—લાડ દેશમાં વસનારા શ્રીમાળી તે **લાડવા શ્રીમાળી.**

## જુદી જુદી જ્ઞાતિઓમાં ચાલતું લાડવા નામ.

શ્રીમાળી વાણિયા સિવાય બીજી જ્ઞાતિના જે લોકો એ કાળે લાડ દેશમાં રહેવા આવેલા તેમના નામ સાથે પણ જ્ઞાતિના નામ ઉપરાંત સ્થળ દર્શક લાડવા શબ્દ લાગ્યો છે.

## લાડુઆ શ્રીગૌડ.

લાડવા શ્રીમાળીઓ લાડદેશમાં વસ્યા તેજ સૈકામાં શ્રીગોડ બ્રાહ્મણો ગુજરાતમાં રહેવા આવ્યા "શ્રીગૌડ ઉત્પત્તિ"* નામના ગ્રંથમાં લખ્યું છે કેઃ—

**ख नंदे रुद्र वर्षे सहसित सुभगे बाण तिथ्ये च वारे।**
**देवेज्ये राजराजो विजयमनु महा सिंहनामा सुराज्ये ॥**
**श्रीगौड ज्ञाति शुद्धिं कुलगुण गणनाचारशुद्धिं च तद्वत्।**
**देशे स्वे गुर्जरे यः प्रकटित मकरोत्स्थापयित्वा सुवृत्तिम् ॥**

અર્થઃ—સંવત ૧૧૯૦ ની સાલમાં માગશર સુદિ ૫ ને ગુરૂવારે વિજયમાન મહારાજા સિંહ (જયસિંહ—સિદ્ધરાજ જયસિંહ) એમણે શ્રીગૌડ બ્રાહ્મણોને તેમની જ્ઞાતિ, કુળ, ગુણ અને આચારની શુદ્ધી જોઈને પોતાના દેશ ગુજરાતમાં વૃત્તિ બાંધીઆપી સ્થાપન કર્યા.×

---

* આ ગ્રંથની હસ્તલિખિત પ્રાચીન પ્રતિ મારી પાસે છે. બ્રાહ્મણોત્પત્તિ માર્તંડમાં જે શ્લોકો છપાયેલા છે તેના કરતાં લખેલા પ્રતિમાં કેટલાક શ્લોક વધારે છે.

× શ્રીગૌડ બ્રાહ્મણો માલવામાં રહેતા હતા. સિદ્ધરાજ જયસિંહે માળવા ઉપર સ્વારી કરી હતી. આ પ્રસંગે તેણે શ્રીગોડોની વિદ્વત્તા અને પવિત્રતા જાણી હોય ને તેથી તેમને પોતાના દેશમાં તેડી લાવીને વસાવ્યા હોય એ બનવાજોગ છે. કેટલાક વાંચનાર "**विजयमनु महा सिंह नामा सुराज्ये**" એનો અર્થ કરતાં વિજયસિંહ કે મહાસિંહ અર્થ કરે છે, પણ તે ભૂલ છે. **महा** શબ્દ હેરફેર લખાયો છે. કવિતામાં તેમ કરવાની છુટ છે.

વૃત્તિ બાંધીઆપવા પ્રમાણે તેઓ જૂદાં જૂદાં સ્થાનમાં રહ્યા. જે જે સ્થાનમાં રહ્યા તે સ્થાનના નામ પ્રમાણેની અટક તેમના નામ સાથે જોડાઇ. જેમ—

असाडला वीरपुरा धाराशीणा तथैव च ।
खंभायता इंद्राढीला वाणोडी लाडुआ तथा ।
सुणावा चैव गोलजा इटरवाडा च गोधरिया ।
जीर्णेष्वंतर्गता ह्येते दैवयोगा च विस्मृताः ॥ ६

અર્થ:—અસાડલા, વીરપુરીઆ, ધારાશિણા, ખંભાયતા, ઇંદ્રાડીઆ, વાલોડીઆ, લાડુઆ, સુણાવા, પારગોલા, ઇડરવાડીઆ, ગોધરિયા એ જૂનાની અંદરના છે. દેવયોગથી તે (લખવાના) વીસરી જવાયા.

અત્યારે જેમ કાઠિયાવાડના રહીશ હોય તે બધા કાઠિયાવાડી કહેવાય, તેમ લાડવા શ્રીમાળીના વસવાટનો પ્રદેશ જ્યાંસુધી લાડદેશ એ નામે ઓળખાતો હતો ત્યાં સુધી (સંવત ૧૪૦૦ સુધી)માં લાડદેશમાં જે કોઈ લોકો વસતા હોય તે બધા લાડવા કહેવાય. એમણે કન્યા આપવાલેવા માટે પોતાનો સ્વતંત્ર જથ્થો બાંધ્યો હોય તો તે લાડવા જ્ઞાતિ કહેવાય અને જો તેવો જથ્થો બાંધ્યો ના હોય તો માત્ર અટક તરીકે તેઓ લાડવા એ અટકે ઓળખાય. શ્રીગોડ બ્રાહ્મણોમાં લાડવા એ જૂદી જ્ઞાતિ નહિ પણ બીજા બધાની બીજા સ્થાનના નામ પ્રમાણે અટકો પડી હતી તેમ આમની પણ લાડવા અટક પડી હતી.

# લાડુઆ ઔદિચ્ય (બ્રાહ્મણ).

મહારાજા મુલરાજદેવે ગંગા કિનારેથી એક હજાર બ્રાહ્મણોને તેડાવીને ગુજરાતમાં વસાવ્યા. તેમાં અર્ધાને સિદ્ધપુરની આસપાસનાં ગામો આપ્યાં ને બાકીના અર્ધાને સિહોરની આસપાસનાં ગામ આપીને ત્યાં વસાવ્યા. એ રીતે પડેલા બે વિભાગથી ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણોમાં અર્ધા સિદ્ધપુરસંપ્રદાયના અને અર્ધા સિહોરસંપ્રદાયના થયા. સિહોરનો તાલુકો ખંભાતના અખાતના પશ્ચિમ કાંઠાની લગોલગ છે. અને સુરત ભરૂચ જીલ્લાનો પ્રદેશ અખાતના પૂર્વકાંઠા ઉપર છે, આથી પશ્ચિમ કાંઠા ઉપર વસતા લોકોમાંના ઘણા લોકો પૂર્વ કાંઠા ઉપર ઉતરી આવ્યા છે અને આ તરફના સ્થિરવાસી થઈને કાયમ રહ્યા છે. સિહોર સંપ્રદાયના ઔદિચ્યો પણ પૂર્વકાંઠે ઉતરી આવ્યા છે ને લાડદેશમાં કાયમ રહ્યાથી "**લાડુઆ ઔદિચ્ય**" એ નામે ઓળખાયા છે.

"બ્રાહ્મણોત્પત્તિ" માર્તંડ પૃ ૭૪ થી ૭૯ સુધીમાં સિહોર સંપ્રદાયના બ્રાહ્મણોનાં મૂળસ્થાન, તેમની અટક તેમનાં ગોત્ર પ્રવર, વેદ, શાખા, વગેરે સવિસ્તર કોષ્ટક આપ્યું છે, તેમાં પૃ. ૭૬ ઉપર "લાડુઆ મહેતા અને લાડુઆ દવે એમનું કૌંડિન્ય ગોત્ર, ત્રિ પ્રવર, યજુર્વેદ, માધ્યંદિની શાખા, ક્ષેમંકરી કુલદેવી. વિઘ્નવિનાયક ગણપતિ, સંહાર શિવ અને દન્ત ભૈરવ છે."

## લાડુઆ શ્રીમાળી બ્રાહ્મણ.

શ્રીમાળી વાણિયા લાડદેશમાં રહેવા આવ્યા એટલે તેમની પાછળ તેમના ગોર શ્રીમાળી બ્રાહ્મણો પણ આવવા જોઈએ તેમજ નર્મદાનું મહાતીર્થ લાડદેશની અંદર *હોવાથી તીર્થપ્રેમી તરીકે કેટલાક બ્રાહ્મણો અહીં આવવા જોઈએ. આ પ્રમાણે જે શ્રીમાળી બ્રાહ્મણો લાડદેશમાં આવીને સ્થિર વાસી થયા તેઓ "લાડુઆ શ્રીમાળી" એ નામે ઓળખાતા થયા. જુઓ "બ્રાહ્મણોત્પત્તિમાર્તંડ" પૃ. ૧૧૧ અને ૧૧૫ શ્રીમાળી બ્રાહ્મણની ૧૪ છકડીમાંના ૧ લોહા. ૨ ભાદ્રડિયા, ૩ત્યચુ. ૪ પાવડાત્ર, ૫ **લાડઆ,** અને ૬ કાશ્યપા એ છ સામવેદી છે. લાડઆ ×અટક ધરાવનાર શ્રીમાળીઓનું પારાશર ગોત્ર, ત્રિપ્રવર, સામવેદ, કૌથુમી શાખા અને વરૂણા કુલદેવી છે. એમની બીજી અટક ત્રવાડીની છે.

## લાડવા બ્રાહ્મણ.

"બ્રાહ્મણોત્પત્તિ માર્તંડમાં" જુદા જુદા બ્રાહ્મણોની ઉત્પત્તિ વિષે લખતાં લાડવા બ્રાહ્મણ માટે આ પ્રમાણે લખે છે કે:—

**कपिलक्षेत्रजा विप्राः कपिलास्ते प्रकीर्तिताः । २८**

---

* શુક્લતીર્થ અને બરકાલ એ નર્મદા કિનારાપરનાં બે સ્થાનમાં હાલ શ્રીમાળી બ્રાહ્મણોનાં ઘણાં ઘર છે.

× લખવામાં લાડઆ લખે તો પણ બોલવામાં તો લાડવાજ બોલાય.

लाटदेश निवासस्यात् लाटवा* सा द्विजोत्तमाः
नारद स्थापिता विप्रा नारदीयाश्च ते स्मृताः ॥ २९
नांदोर्या, भारतीयाश्च नंदवाणास्तथैव च ।
ग्रामभेदेन विज्ञेया नात्र कार्या विचारणा ॥ ३०

અર્થ:—કપિલક્ષેત્રના બ્રાહ્મણો તે કપિલા કહેવાયા, તેમજ લાડદેશમાં નિવાસ કરનારા તે લાડવા કહેવાયા. નારદે સ્થાપેલા તે નારદીયા તેમજ નાંદોરા, ભારતીયા, નંદવાણા, વગેરે ગામભેદથી નામ પડેલાં જાણવાં એમાં વિચાર કરવા જેવું કંઈ નથી.

## એક શંકા.

એમ કહેવામાં આવે કે લાડવા શ્રીમાળી એ શ્રાવક છે ખરા, અને તે ઘણાં શતક પૂર્વેના શ્રાવક છે એ વાત પણ ખરી, પણ તેમની સાથે ભાણાવહેવાર નથી અને એ વહેવાર ક્યારે બંધ થયો તેનો કંઈ દાખલો મળતો નથી તો એમ કેમ ના હોય કે મૂળમાં તેઓ શ્રાવક સંઘમાં ભેળવવા યોગ્ય ન હોવાથી ભાવસારની પેઠે પરાપૂર્વથીજ તેઓ પંક્તિબહાર હોય ? આ પ્રશ્નનો વિચાર કરતાં પ્રથમ એ જાણવું જોઈએ કે જૈનસંઘ બનાવવામાં આવ્યો છે તે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણનો બનાવવામાં આવ્યો છે. શૂદ્રોને જૈન ધર્મ પાળવાની છુટ આપી છે, પણ તેમને જૈન વણિક સંઘમાં કદી ભેળવવામાં આવ્યા નથી. ઇતિહાસના ઘણા જૂના પૂરાવા જોતાં પણ ભાવસાર

* છાપનારે કાનાની જગાએ માત્રા કરી છે એટલે લેટવા થયું છે, પણ તે દેખીતી ભૂલ છે.

વગેરે જાતિઓને વણિક સંઘમાં ભેળવવામાં આવી હોય એવો એક પણ દાખલો મળતો નથી. જ્યારે લાડવા શ્રીમાળીઓને તો વાણિયા જ્ઞાતિની ગણના કરનાર દરેક લેખમાં વાણિયાની એક ન્યાત તરીકે ગણાવ્યા છે. એટલુંજ નહિ પણ "વિમલ ચરિત્ર"માં શ્રી શ્રીમાળી, શ્રીમાળી અને લાડવા શ્રીમાળી એ ત્રણેને જેમ એક કહ્યા છે તેમ સંવત્ ૧૭૦૦ સુધીના કેટલાક ગ્રંથકારોએ ૮૪ વાણિયા જ્ઞાતિની ગણનામાં શ્રીમાળીની એકજ જ્ઞાતિ ગણાવીને તેના પેટામાં **દશા શ્રીમાળી. વીશા શ્રીમાળી અને લાડવા શ્રીમાળી એ ત્રણેને એક ન્યાતના પેટાભેદ કહ્યા છે.**

સંવત્ ૧૭૦૦ ની આસપાસ લખાયેલું હોય એવા એક પાનામાં* વાણિયાની ચોરાસી જ્ઞાતિ અને તેનાં મૂળ સ્થાન, તથા બ્રાહ્મણની ચોરાસી જ્ઞાતિ અને તેનાં મૂળસ્થાન લખ્યાં છે, તેમાં લાડુઆ શ્રીમાળીને જૂદી જ્ઞાતિ નહિ ગણતાં દશાશ્રીમાળી, વીશાશ્રીમાળી, અને લાડુઆ શ્રીમાળી ત્રણેને એક શ્રીમાળી જ્ઞાતિ તરીકેજ ઓળખાવ્યા છે. વાણિયાની ૮૪ જ્ઞાતિ અને તેનાં મહાસ્થાન લખ્યા પછી બાજુ પર આ પ્રમાણે નોંધ કરી છેઃ—

**'इति वणिग। द्विजयांमुल ८४ ज्ञातयां: वांभन्याः अवांतर ज्ञातयो गोत्ररुपाः अत्रैवांतर्भवंतीति यथा श्रीमाल ज्ञाति मध्ये दशक श्रीमालि. वीसा श्रीमाल २० श्रीमालि. लाडुआ श्रीमालि अंतर्भूताज्ञेया: ॥ श्रीमालनुं श्री श्रीमाल गोत्र. प्रागवाडनुं पोरवाड गोत्र, वडीसखा १, लहुडीसखा २, चउसखा ३,**

---

* આ પાનું મારી પાસે છે.

द्विसखा ४, राजसखा ५, ए राजोर ज्ञातिमांहीं [illegible] गोत्र अन्तर्भवे छे. गांभु, अडालजा, मांडलीया, ए ६ गोत्र मोढ मांहि अंतर्भूत जांणवा. क्वचिन्नामांतरेणाप्य भेदो वाच्य: यथा प्रागवाड पोरुआडा, उकेश ओसवाल ओसवंस इत्यादि ॥

**અર્થ**–આ પ્રમાણે વાણિયા અને બ્રાહ્મણની મૂળ ૮૪ જ્ઞાતિ જાણવી. પેટા જ્ઞાતિઓ ગોત્ર ૩૫ છે તે આના પેટાની છે. જેમ શ્રીમાળી જ્ઞાતિમાં દશા શ્રીમાળી, વીશા શ્રીમાળી, અને લાડુઆ શ્રીમાળી પેટા જ્ઞાતિઓ છે એમ જાણવું. શ્રીમાળીનું શ્રી શ્રીમાળી ગોત્ર, પ્રાગવાટનું પોરવાડ ગોત્ર, વડી શાખા, લઘુ શાખા, ચો શાખા, બે શાખા, રાજશાખા એ રાજોર જ્ઞાતિના પેટામાં છે. ગાંભુ, અડાળજા, માંડલીયા એ (વગેરે) ૭ ગોત્ર મોઢ જ્ઞાતિના પેટામાં છે એમ જાણવું. કંઇ કંઇ નામમાં ફેરફાર બોલાય છે. જેમ પ્રાગવાટને પોરૂઆડ, ઉકેશને ઓસવાલ કે ઓસવંશ વગેરે.

સંવત્ ૧૫૭૮ માં રચાયેલા વિમલચરિત્રમાં તો દશા શ્રીમાળી વીશાશ્રીમાળીને શ્રીમાળી જ્ઞાતિની જુદી જ્ઞાતિઓ ગણી નથી. તેમને માત્ર તડ રૂપે ઓળખાવી છે અને શ્રી શ્રીમાળી. શ્રીમાળી તથા લાડવાશ્રીમાળી એ ત્રણનેજ શ્રીમાળી વાણિયાના પેટા ભેદ કહ્યા છે. આવા સ્પષ્ટ પૂરાવા જોયા પછી લાડવા શ્રીમાળી મૂળથીજ વાણિયા નથી, અથવા મૂળથીજ વાણિયા સંઘમાં નથી, એવું કહેવાને જરા પણ અવકાશ રહેતો નથી.

બીજું લાડવા શ્રીમાળીઓ ઘણા લાંબા વખતથી સંઘ બહાર હોય એ પણ બનવાજોગ નથી. અથવા કોઇ એક સબળ કારણથી તેમનો સંઘ સાથેનો વહેવાર બંધ કરવામાં આવ્યો હોય એ પણ સંભવિત નથી, કેમકે હંમેશા કાયમ રહે તેવા કોઇ કારણસર જેમને છુટા પાડવામાં આવ્યા હોય અથવા જેમની સાથેનો વહેવાર બંધ કરવામાં આવ્યો હોય તેમને માટે તરતજ કલંક વાચક, બહિરતા વાચક કે લઘુતા વાચક કોઈ એક ઉપનામ નક્કી કરવામાં આવે છે ને તે નામ એ જથાના નામ સાથે જોડીનેજ એ જથાને ઓળખવામાં આવે છે. વખત જતો જાય છે તેમ તેમ આ ઉપનામ રૂઢ થઇ જાય છે ને આખરે તેજ નામ વડે એ જથો ઓળખાતો થાય છે. બ્રાહ્મણ, વાણિયા, રજપુત, અને બીજી હલકી ન્યાતોમાં સુદ્ધાં આવો રીવાજ ચાલતો આવ્યો છે. નાગરોમાં બારડ (બાહ્ય—ન્યાત બહાર એ ઉપરથી) બ્રાહ્મણોમાં બાજ, નાના ચોવીસા, ધોબીગોર વગેરે. વાણિયામાં દશા, પાંચા, અઢીયા, બાજ, વગેરે. રજપુતોમાં બારડ, બારઇયા, કારડીઆ, વગેરે. સોરઠીયા વાણિયાનો ઇતિહાસિક દાખલો આ પ્રમાણે છે. એક જૂના પુસ્તકને છેડે આ પ્રમાણે લખ્યું છેઃ—"ઇતિ શ્રી અંનપૂર્ણા ભવાની સ્તોત્રં સંપૃર્ણં....સ્વતિ સંવત્ ૧૬૦૬ વર્ષે માઘમાસે શુકલ પક્ષે ત્રયોદશ્યાં તિથૌ ભૃગુવાસરે અદ્યેહ શ્રી વિશ્રામટે **આભ્યંતર વણિક સોરઠીયા જ્ઞાતિય** મહંશ્રી સામલ સુત પારિખિ સહેદે પઠનાર્થં તથા પુત્ર પૌત્રાદીનાં પઠનાર્થં તથા પરોપકારાર્થં લિખાવિતં." સોરઠીયા વાણિયામાં દશા વીશાના ભેદ છે, પણ આભ્યંતર અને

બાહ્ય એવા ભેદ નથી. આમાં આભ્યંતર લખ્યું છે તે વીશા ને બદલે લખ્યું ના હોય તો એ જ્ઞાતિમાં કોઈએક તડ દૂષણવાળું ગણાતાં મૂળ જ્ઞાતિવાળાઓએ પોતાને માટે **આભ્યંતર** (અંદરના) નામ ધારણ કરી લીધું હોય અને દૂષણવાળાઓને બાજ કે એવું કોઈ નામ આપ્યું હોય- (બહારના હોય તોજ અંદરના એવું વિશેષનામ કરવાની જરૂર પડે.)

અત્યારે બાહ્યનો ભેદ નથી તે કદાચ તે લોકોનું તડ નાનું હોય ને બ્રાહ્મણ વાણિયાની સર્વત્ર ભાગતી થાય છે તેમ ભાગતાં ભાગતાં નષ્ટ થઇ ગયું હોય તો તે પણ બનવાજોગ છે. વડોદરા, નાંદોદ વગેરે ઠેકાણે બાજવાણિયા છે તે મૂળથી લાડદેશના વતની છે અને હાલ પણ તેમની વસ્તી લાડ દેશમાંજ છે. મૂળમાં તેઓ લાડવાણિયા હતા, પણ ન્યાત બહાર કરવા જેવા કોઈ કારણથી લાડ વાણિયાઓએ તેમની સાથેનો વહેવાર બંધ કર્યો. ને તેમને બાજ ( બાહ્ય—ન્યાતિમાંથી બહાર ) કર્યા માટે તે બાજ કહેવાયા. જે વખતે ન્યાત બહાર કર્યા તેજ વખતે તેમને માટે યોજાએલું એ નામ કાયમ રહ્યું, ને એ જથો એજ નામે ઓળખાતો થયો. મૂળ જ્ઞાતિનું નામ “લાડ જ્ઞાતિ” દબાઇ ગયું ને “ બાજ જ્ઞાતિ” એ નામ ચાલતું થયું. ( આ ન્યાતનાં પણ હવે બહુજ થોડાં ઘર હયાત રહ્યાં છે. )

આપણી સાંભરનો દાખલો લઇએ તો મુંબાઇમાં કપોળ વાણિયા ન્યાતમાં વિલાયત જઈ આવવાના કારણથી તડ પડયાં હતાં. એ તડ પડતાની સાથે તરતજ જૂના વિચાર-

વાળાએ વિલાયત જઈ આવનારના પક્ષને વિલાયતી નામ આપ્યું ત્યારે વિલાયતી પક્ષે જૂના વિચારવાળાને ગામઠી* નામ આપ્યું. પાછળથી તડ તૂટી ગયાં અને તડનાં નામ પણ જતાં રહ્યાં; પણ કોઇ પણ તડનો કારણસરનો વહેવાર તૂટતાં તરતજ એ તડની સાથે તડનું કારણ અથવા તેનું પરિણામ નવા તડના નામ તરીકે તે તડ સાથે જોડાય છે, એ આ ઉપરથી આપણે સમજી શકીએ. લાડવા શ્રીમાળીઓ ને માથે જો કોઇ એબ હોત ને એ એબને માટે એમની સાથેનો વહેવાર બંધ કરવામાં આવ્યો હોત તો એ વહેવાર બંધ થતાની સાથે તરતજ તેમના નામ સાથે એ એબવાળું નામ જોડાયું હોત. તેમજ જો ઘણા લાંબા કાળથી તેમનો સંઘ સાથેનો વહેવાર તૂટેલો હોત તો પંક્તિ બહાર તરીકેની કોઇ પણ નિશાની તેમના નામ સાથે જોડાયા વગર રહેત નહિ. આવું કંઇ થયું નથી, દૂષણવાચક એક અક્ષર પણ તેમના નામ સાથે જોડાયો નથી અને લાડુઆ શ્રીમાળી—લાડદેશવાસી શ્રીમાળી એ અત્યંત નિર્દોષ નામ આજ સુધી અખંડ કાયમ રહ્યું છે, એટલુંજ નહિ પણ તેમના નામ સાથે નગરશ્રેષ્ઠિ, શ્રેષ્ઠિ, સંઘવી, સાહ, વગેરે માનવાચક પદવીઓ જોડાઇ છે. રાંદેર જે અનેક જાતિના વાણિયાની વસ્તીવાળું પ્રાચીન શહેર છે ત્યાં પરાપૂર્વથી નગરશેઠની પદવી લાડવા શ્રીમાળીમાં ચાલતી આવે છે, આમોદમાં પણ અનેક જ્ઞાતિના વાણિયાઓ હોવા છતાં નગરશેઠના

* તેઓ વહેપારી હોવાથી કાપડના વિલાયતી અને ગામઠીના ભેદ તેમના પરિચિત હતા. એજ ભેદ અહીં તેમણે તડના નામ તરીકે ગોઠવી દીધા.

હોદ્દો છેક હમણાં સુધી લાડવાશ્રીમાળીમાં ચાલતો આવતો હતો. કેરવાડા ઠાકોરનું ગામ છે ત્યાં ગામની પટેલાઇ લાડવા શ્રીમાળીમાં ચાલી આવે છે. લાડવા શ્રીમાળીઓ મૂળથી ઉંચી પંકિતના ના હોત તો આ બધું શી રીતે હોત ? એમનો સંઘ સાથેનો વહેવાર શા કારણથી તૂટયો અને કયારે તૂટયો એનો ખુલાસો કરવા જેવો કોઈ લેખી દાખલો મળ્યો નથી એ એક કમનસીબની વાત છે. આવો દાખલો સુરતના લાડવા શ્રીમાળીઓના ચોપડા ઉપરથી મળે અથવા તેમના ઉપાશ્રયના કોઇ એક ગ્રંથ ઉપરથી મળે પણ તે બેમાંથી એકે ઠેકાણે દાખલો મળવા જેવું રહ્યું નથી. સંવત્ ૧૮૯૩ અને ૪૫ની આગમાં આખું હરિપુરા બળી ગયું હતું એટલે લોકોના ઘરના જૂના ચોપડા ભસ્મીભૂત થઇ ગયા. અપાસરાની પણ તેજ સ્થિતિ થઈ અને તેમાંના કંઇક ગ્રંથો બચાવી રાખ્યા હતા તે શ્રીમાન્ આત્મારામજી મહારાજ પંજાબ લઇ ગયા, આથી સંઘબહાર થયાનો લેખી દાખલો મળે એવું કંઈ સાધન રહ્યું નથી. મેં જે દંતકથાને ખરી માનીને ઉપર દર્શાવી છે તે ખરી માનવાનું કારણ એ છે કે, ૧ સંઘબહાર થયાનો વખત જો સો સવાસો વર્ષની અંદરનો હોત તો તે હાલના ઘરડાઓના જાણવામાં હોત. હાલ સાઠ સિત્તેર વર્ષના વૃદ્ધ હયાત છે અને એમને એમના પિતાએ પોતાની સાંભરનાં પચાસ સાઠ વર્ષમાં બનેલા બનાવોની વાતો અવશ્ય કહી હોવી જોઇએ એટલે જો સો સવાસો વર્ષની અંદર આ બનાવ બન્યો હોત તો જરૂર હાલના વૃદ્ધ પુરૂષો પોતાના પિતા કે પ્રપિતાના કહેવાથી

તે વાત જાણતા હોત; પણ ઘરડામાંઘરડો કોઇપણ માણસ એમ કહેતો નથી કે મારા બાપના વખતમાં કે બાપના બાપના વખતમાં આ બનાવ બન્યો હતો. આથી એટલું નક્કી થાય છે કે એ બનાવ બન્યાને એટલો વખત થયો છે કે જે વખત સંબંધી કોઇની સાંભર કાયમ રહી નથી. આટલા વખત માટે લગભગ દોઢસોથી વધારે વર્ષ વીતી ગયેલાં હોવાં જોઇએ. અંચળગચ્છનો સુરતમાં પ્રચાર તે આજથી પોણાબસેં વર્ષ પહેલાંની વાત છે. ઐતિહાસિક રાસમાળા ભાગ ૩ જો જોવાથી વાચકોની ખાત્રી થશે કે તે વખતે સુરત સંઘના આગેવાનો અંચળગચ્છના અતિ અનુરાગી થયા હતા. આવા અતિ અનુરાગની સામે થનાર નાનો સમૂહ દબાઇ જાય એ તદ્દન સાધારણ વાત છે. હરિપુરામાં અંચળગચ્છનો ઉપાશ્રય અને તેમાં પ્રતિષ્ઠિત થયેલાં અંચળગચ્છના આચાર્યનાં પગલાં એ બધી આ વાતની સબળ સાબીતી છે. અંચળગચ્છના અનુયાયી હરિપુરામાં કોઇ નહોતા એ ઉપર બતાવેલા રાસ ઉપરથી જણાય છે, આથી તકરારનું કારણ ગચ્છની તકરાર એ મને વાજબી લાગ્યું છે. આ સમયના તપગચ્છના આચાર્યો અને યશોવિજયજી ઉપાધ્યાય જેવા પ્રભાવક સાધુઓનાં ચોમાસાં સુરત કરતાં રાંદેરમાં વધારે થયાં છે તેનું કારણ પણ મને તો

---

* આ ભાગ હજુ પ્રસિદ્ધ થયો નથી, પણ પ્રસિદ્ધ થયેલા પહેલા ભાગના પુઠાપર આવેલી જાહેરખબરથી જણાય છે કે તેમાં અમુક અમુક રાસ પ્રસિદ્ધ થવાના છે. એ રાસ મેં વાંચેલા છે એટલે તેમાં શું હકીકત સમાયેલી છે તે હું જાણું છું.

ઉપર જણાવેલો અનુરાગ લાગે છે. લાડવા શ્રીમાળીઓ સંઘ-બહાર થવાનો સમય જેમ દોઢસો વર્ષથી ઓછો હોવો ન જોઇએ તેમ તે અઢીસં વર્ષથી વધારે આગળનો પણ હોવો ન જોઇએ.

સંવત્ ૧૭૨૧ માં આનંદસૂર ગચ્છના પંડિત મેરૂ-વિજયે વસ્તુપાલ તેજપાલનો રાસ રચ્યો છે. તેમાં વસ્તુપાલે વાણિયાની ૮૪ જ્ઞાતિ જમણવારમાં ભેગી કરેલી તેનાં નામ આપતાં મોખરેજ લાડવા શ્રીમાળીનું નામ આપ્યું છે. જુઓ—

"શ્રી શ્રીમાલિ ઓસવાલ પોરવાલ, ગુજ્જર ડીંડુ દીસાવાલ.
ખડાયતા ખંડેર ખંડોલ, કઠિણુરા કાકિલા કપોલ. ૧
નાહર નાગર નાણાવાલ, પ્રૌઢ લાડ **લાડવાશ્રીમાલ.** ૨"

આ પછી બીજી બધી જ્ઞાતિઓનાં નામ આપે છે. આ ઉપરથી એટલું નિર્વિવાદ સિદ્ધ થાય છે કે સં. ૧૭૨૧ માં લાડવા શ્રીમાળીઓનો સંઘ વહેવાર ચાલતો હતો. જો તેમ ના હોત તો કવિ સંઘના જમણવારમાં લાડવા શ્રીમાળીનું નામ આટલું મોખરે કદી લખત નહિ.

બીજી બધી જ્ઞાતિઓમાં દશા વીશાના ભેદ પડયા છે તેવા ભેદ લાડવાશ્રીમાળીઓમાં પડયા નથી. એ જ્ઞાતિ ફક્ત દશબાર ગામમાંજ વસનારા થોડા લોકોની બનેલી હોવાથી તડ પડવાની વખતે તેઓ પોતાની એકતા સાચવી રહ્યા અને બે ભાગમાં વહેંચાઈ જવાને બદલે કોઇ એક ભાગનેજ મળતા રહ્યા. કોને મળતા રહ્યા તે સમજવાને એક કીમતી લેખ મળી આવ્યો છે. એ લેખ ઋષભદાસ કવિકૃત શ્રેણિક

રાસની હસ્તલિખિત પ્રતિ ઉપર છે. રાસ પૂરો થતાં છેવટે આ પ્રમાણે નોંધ કરી છે:—

"ઇતિ શ્રી શ્રેણિકરાસ સંપૂર્ણં શ્રેયઃ સંવત્ ૧૭૬૬ વર્ષે ભાદ્રવા શુદિ ૩ બુધે લિપી કૃતશ્ચ મહોપાધ્યાય શ્રી ૧૯ શ્રી શ્રી હીરચંદ્રગ। શિષ્ય ભાલસ્થલ મુગટાયમાંન સકલ પંડિત સિરોમણિ પંડિત શ્રીપ શ્રીમાનચંદ્રગણિ શિષ્ય પંડિત શ્રીપ ખીમચંદ્રગ। શિષ્ય, ચરણાંબુજ ચંચરીક તુલ્યૈ પં, શ્રી કેસરચંદ્રેણ લખીતં, શ્રી **લાડુઆ શ્રીમાલી જ્ઞાતીય વૃદ્ધશાખીય, સા, નારાયણ સુત સા, કેસવ તત્ સુપુત્ર, સા, ભવાની** વાચનાર્થં. સા, મેઘરાજના આગ્રહ થકી લખાવીતં **શુરતી** મધ્યે લખીતં, સૂરતિ બંદિર વાસ્તવ્ય, ગ્રંથાગ્રંથ ગાથા, ૧૮૫૧ છઈ,"

આ લેખમાં લાડવા શ્રીમાળીની વૃદ્ધશાખાનું નામ લખ્યુ છે, પણ અત્યારે સુરત અથવા બીજે કોઈ સ્થળે વસતા લાડવા શ્રીમાળીઓમાં વૃદ્ધશાખા (વીસા) લઘુ શાખા (દશા) નો ભેદ નથી, તેમ પ્રાચીન લેખો જે સંવત્ ૧૪૬૨ સુધી દરેક શતકના મળે છે તેમાં કોઇ પણ લેખમાં લાડવા શ્રીમાળીના નામ સાથે વૃદ્ધશાખા લઘુ શાખાનો ઉલ્લેખ નથી. અહીં શંકા થાય એવું છે કે જ્યારે એ જ્ઞાતિમાં દશાવીશા છે નહિ તો પછી આ લેખમાં વીશા લખ્યું છે તેનું કારણ શું? શું તે ખોટું લખ્યું હશે? ખોટું લખવાનું તેને કંઈ કારણ હતું? આ શંકા નો જવાબ એ છે કે સુરત રાંદેરના લાડવા શ્રીમાળીઓને સુરતના વીશા શ્રીમાળીઓ સાથે અભિન્ન વહેવાર હતો ને

તેથી વીશા શ્રીમાળી અને લાડવા શ્રીમાળી એક છે એવું હરકોઈ જોનારને લાગતું હતું. લાડવા એ વીશાશ્રીમાળી-નોજ એક ભેદ છે એવું માનીને લખનારે તેમને વીશા લખ્યા હોવા જોઈએ.

બીજા બધા શ્રીમાળી વાણિયાની પેઠે લાડવા શ્રીમાળી વાણિયાના ગોર શ્રીમાળી બ્રાહ્મણો છે. તેમની કુળદેવી મહાલક્ષ્મી છે અને બીજા બધા શ્રીમાળીઓ પેઠે તેમનામાં પણ ભાદરવા વદની ઉજાણી જમવાનો ચાલ પરંપરાથી ચાલતો આવે છે. તેમના લગ્નના આચાર* પણ બધા બીજા શ્રીમાળી શ્રાવકોના જેવા છે. આવા સર્વ લક્ષણો સંપન્ન શ્રીમાળી વાણિયાઓને ચાલતો અન્યાય આ હકીકત પ્રસિદ્ધ થતાં તરત દૂર થઈ જશે એવી આશા રાખવી નિરર્થક નહિ ગણાય.

## સાર.

૧ લાડવા શ્રીમાળીઓને હલકા પાડવા જે દંતકથા કહેવામાં આવે છે તે દ્વેષભાવથી જોડી કાઢેલું જૂઠાણું છે.

૨ લાડવા શ્રીમાળી સાથેનો વહેવાર તૂટવાનું કારણ ગચ્છભેદની મતામતી છે.

૩ પ્રાચીન લેખો જોતાં જણાય છે કે લાડવા શ્રીમાળી એ બીજા શ્રીમાળીઓ જેટલા જૂના શ્રીમાળી અને બીજા બધા શ્રાવકો જેટલા જૂના શ્રાવક છે.

* લાડવાના લગ્નના આચાર જૂદા છે એમ કહેનારા ખોટું બોલે છે.

૪ લાડવા નામનો અર્થજ એ જ્ઞાતિના ઇતિહાસથી ભરેલો છે.

૫ એમના હાલના વસવાટના પ્રદેશનું પ્રાચીન નામ લાડદેશ છે.

૬ જે કોઈ લાડદેશમાં રહેતા હોય તે બધા લાડવા કહેવાય.

૭ એ જથો આ દેશમાં રહેવા આવ્યો તે વખતે અહીં બીજા શ્રીમાળીઓ હતા નહિ તેથી તેમને પોતાનો સ્વતંત્ર જથો બાંધવો પડયો.

૮ લાડવા નામ જેવાં બીજાં ઘણાં નામ છે.

૯ એકલા વાણિયામાંજ નહિ, શ્રીમાળી બ્રાહ્મણોમાં પણ એ નામ છે તેમજ લાડવા શ્રીગોડ, લાડવા ઔદિચ, લાડવા બ્રાહ્મણ વગેરે ઘણી જ્ઞાતિઓમાં લાડવાની છાપ પડી છે.

૧૦ શ્રી શ્રીમાળી, શ્રીમાળી અને લાડવા શ્રીમાળીએ ત્રણે એક ગણાતા તેમજ દશાશ્રીમાળી, વીશા શ્રીમાળી અને લાડવા શ્રીમાળીએ ત્રણે એકજ જ્ઞાતિના પેટાભેદ ગણાતા હતા.

૧૧ બહુ જૂના સમયથી લાડવાનો વહેવાર બંધ થયો હોય એમ નથી તેમજ કોઈ કલંકના કારણથી તેમનો વહેવાર બંધ થયો હોય એવું પણ નથી.

૧૨ શ્રીમાળી વાણિયાનાં બધાં બંધારણ તેમનામાં ચાલતાં છે.

# જ્ઞાતિ ભેદ અને શ્રીમાળી વાણિયા.

## શ્રીમાળી. ઓશવાળ, અને પોરવાડ વાણિયાની ઐતિહાસિક હકીકતોનો સંગ્રહ.

જ્ઞાતઓના ઇતિહાસમાં શ્રીયુત મણીલાલ બકોરભાઇ વ્યાસ જેવા સમર્થ સાક્ષર અને સાહિત્ય પ્રેમીના કાળજીપૂર્વકના સંશોધનથી તૈયાર થએલું આ પુસ્તક અપૂર્વ છે. એમાં જ્ઞાતિઓના ઇતિહાસની વિવિધ હકીકતોનો જેવો સંગ્રહ થયો છે તેવો બીજા કોઈ પણ પુસ્તકમાં થયો નથી. પુસ્તકમાં સમાયલી મુખ્ય મુખ્ય હકીકતો આ પ્રમાણે છે.

જાતિભેદની ઉત્પત્તિ, ચાર વર્ણોમાં ઉંચા નીચાપણું બંધાવાનું કારણ, અનુલોપ પ્રતિલોમ, લગ્નો, વર્ણસંકર જાતિઓ, જ્ઞાતિનું બંધારણ, હાલની જ્ઞાતિઓ, જ્ઞાતિબંધારણ વિરૂદ્ધ, સંઘની સ્થાપના, સંઘમાં ભળેલી જ્ઞાતિઓ, વાણિયા થવાનું કારણ, વાણિયાઓ માટે બ્રાહ્મણોએ કરેલી નવી વ્યવસ્થા, શ્રીમાળ અને શ્રીમાળીઓ, ત્રાગડ સોનીની ઉત્પત્તિ, શ્રીમાળી વાણિયાનાં ગોત્ર, જુદા જુદા ગોત્રના પ્રસિદ્ધ શ્રીમાળીઓ, ઓશવાલ જ્ઞાતિની ઉત્પત્તિ, તેમનાં ગોત્ર, ઓસવાલ જ્ઞાતિનો રાસો, ઓશવાળોનાં જુદાં જુદાં ગોત્રની ઉત્પત્તિ, ઓશવાલ મહા પુરૂષો અને તેમણે કરેલાં મહત્કૃત્ય, પોરવાડ જ્ઞાતિની ઉત્પત્તિ, પોરવાડ મહા પુરૂષો અને તેમનાં મહત્કૃત્ય, દશા વીશાના ભેદની ઉત્પત્તિ, મૂર્તિઓ ઉપરના લેખો પરથી દશા વીશાના ભેદ પર પડતો પ્રકાશ, તડ ઉપરથી થતી જ્ઞાતિ, શ્રીમાળી વાણિયામાંથી થયેલી બીજી જ્ઞાતિઓ, શ્રીમાળીઓનો ગુજરાતમાં ફેલાવો, શ્રીમાળી મહા પુરૂષો અને તેમનાં મહત્કૃત્ય, શ્રીમાળી નામ ધરાવતી જ્ઞાતિઓ, પ્રતિમાઓ પરના લેખથી પૂરવાર થતી લાડવા શ્રીમાળની જ્ઞાતિની પ્રાચીનતા, લાડવા શબ્દનો અર્થ, જુદી જુદી જ્ઞાતિઓમાં ચાલ[illegible] લાડવા નામ; લાડવાનો જુદો જથો બંધાવા[illegible]ણા [illegible]

વીશા શ્રીમાળી અને લાડવા શ્રીમાળી બન્નેની એકતા બતાવ
લેખો. વગેરે વિવિધ હકીકતો સમાયેલી છે.

મળવાનું ઠેકાણું
શા. ચીમનલાલ ખુશાલચંદ મે
હરિપુરા જૈન બંધુમંડળ
સુરત.

# આંખના દર્દીઓને આશીર્વાદ.

પ્રાચીન પુસ્તકોના શોધનમાંથી મને કેટલીક ચમત્કારીક દ[illegible] મળી આવી છે. તેમાં એક આંખની દવા છે. આ દવા આખપર બાંધવાથી તરતજ આંખે ઠંડક વળી જાય છે. અને ગમે તેવો સોજો ખટકા, લાલાશ વગેરે પીડા ફક્ત બે કલાકમાં મટી જાય છે. ખાત્રી કરવી હોય તો હરીપુરા દેહરાસરના મહેતા મોતીલાલ અંબાશંકર પંડયાને પૂછો-એ મહારાજ મોતીઓ કઢાવતાં આંખ ખોઇ બેઠા હતા. મહિનાઓ પીડા સહન કરીને જીવતરથી કંટાળી ગયા હતા. એમને આ દવાથી બે ત્રણ દહાડામાં જે ફાયદો થયો તે લખતાં તેઓ લખે છે કે "પૈસા ખર્ચતા મને જે દુઃખ જરા પણ નરમ પડતું નહોતું, અને આ આંખ કાઢી નાંખતાં પણ જો પીડા મટે તો વધારે સારૂં એમ હું ઇચ્છતો હતો, જે દુઃખથી મારું જીવતર મને અકારૂં થઈ પડ[illegible] થઇ પડયું હતું, તે દુઃખ વગર પૈસે અને જોતજોતામાં તમે મ[illegible] મટાડી દીધું તે માટે હું તમારો જન્મારા સુધીનો આભારી છુ
આ દવાની બે તોલાની શીશીનો રૂા. ૧ છે.

મણીભાઇ બકોરભાઇ વ્યાસ.
હરિપુરા—સુરત.

---

છપાવી પ્રસીદ્ધ કરનાર—શા. ચીમનલાલ ખુશાલચંદ મોદી
હરિપુરા જૈન બંધુમંડળ—સુરત.

છા[illegible] ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.
" પ્રિ. પ્રેસ બરાનપુરી ભાગળ—સુરત.